# રાષ્ટ્રીય ગીતાંજલી.





ચાર આના

પ્રકાશક

મેનેજર--સરસ્વતીભવન

મદનગોપાળની હવેલી, અમદાવાદ.

નવયુગ ગ્રંથમાળા. પુ.-૨.

# રાષ્ટ્રીય ગીતાંજલી.



[ જુદા જુદા કવિઓના રાષ્ટ્રીય ભાવના ભર્યાં
ગીતોનો સંગ્રહ. ]



પ્રકાશક
મેનેજર—સરસ્વતીભવન
મદનગોપાળની હવેલી—અમદાવાદ.



મૂલ્ય ચાર આના.




# બે બોલ.

૩૬ મી કોંગ્રેસ પ્રસંગે શરૂ કરવામાં આવેલી નવયુગ ગ્રંથમાળાનું આ બીજું ન્હાનકડું પુસ્તક ગુજરાતના કરકમળમાં સાદર સમર્પણ કરતાં આનંદ થાય છે. આ અંજલીમાં ગુજરાત તેમજ બહારના ખાસખાસ કવિઓનાં સ્વદેશ પ્રેમ અને રાષ્ટ્રીય ભાવનાને પોષતાં કેટલાંક ગીતોને ગોઠવવામાં આવ્યાં છે. આશા છે કે ગુજરાત તેનું યોગ્ય સમ્માન કરશે. કવિવરોની આવી કવિતાઓની પ્રસાદી દેશસેવા અર્થેજ હોય એ સ્હેજ છે. એટલે આ સંગ્રહમાં તેમની કવિતાઓ ગોઠવતાં તે દરેકની રજા લેવી જરૂરની ગણી નથી. એટલે અત્રે ગુજરાતના રાષ્ટ્રીય સાહિત્યની સેવા બજાવી રહેલા તે સરસ્વતી પુત્રોનો આભાર માની વિરમું છું.

મેનેજર.



# રાષ્ટ્રીય ગીતાંજલી.

## પ્રાર્થના.

પ્રભુ ! દ્યો એવાં બુદ્ધિદાન.
બને અમ જેવા સાત્વિક પ્રાણ. પ્રભુ૦

(૧)

દેશ બંધુનાં દિલ દુભાતાં,
દુભે મ્હારા પ્રાણ;
દુભવતાં એ સંકટ હરવા.
બને દેહ બલિદાન. પ્રભુ૦

(૨)

દેશ, ધર્મની ઉન્નતિ અર્થે
થાઉં ઉપાદાન;
કર્મવીર થઇ દેશ શત્રુથી,
કરૂં દેશના ત્રાણ. પ્રભુ૦

(૩)

વૈર–વિરોધ વિસારી મૂકી,
તજી સ્વાર્થ અભિમાનઃ
પર:ઉપકૃતિનો ભેખ ધરીને,
સેવાનાં કરૂં કામ. પ્રભુ૦

# જય જય બોલો હિંદુસ્તાન.

---

હર હર હર મહાદેવ પુકારો અલ્લાહુ અકબર રહેમાન;
હિન્દુ મોસલીમ એક થઇને જય જય બોલો હિંદુસ્તાન.

આ ભૂમિ આપણી દેશ આપણો એ પર જાન કરો કુરબાન;
ત્રીસ કોટી ભારતના તનુજો જય જય બોલો હિંદુસ્તાન.

એક કુટુંબી ભાઇ આપણે માતા ભારતનાં સંતાન;
હિંદુ પારસી મુસલમીન સૌ જય જય બોલો હિંદુસ્તાન.

મંદિરને મસ્જીદ બન્ને છે ઇશ્વરકેરાં ઉંચાં ધામ;
ભાઇ ભાઇમાં ભેદ ન હોયે જય જય બોલો હિંદુસ્તાન.

પુનઃ આપણી ભારતમાતા જગમાં પામે ઉંચું સ્થાન;
વિશ્વ સકળની ધર્મ-માત એ જય જય બોલો હિંદુસ્તાન.

એક: નેકને એક ટેકથી કરો એકતા કેરૂં પાન;
રગરગમાં સત્યાગ્રહ રેડી જય જય: બોલો હિંદુસ્તાન.

ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજયના ડંકા ગગડાવી જય જય બોલો હિંદુસ્તાન.

દૈવી યુદ્ધના શાંત સૈનિકો સ્થુળ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને જય જય બોલો હિંદુસ્તાન.

તલવારો બંદુકો: ભાલાથી ઉંચાં છે આત્માના સ્થાન;
શરીર પડેને એ તો અમ્મર જય જય બોલો હિંદુસ્તાન.

વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી તત્પર છે કરવા સન્માન;
માતૃવેદીમાં પ્રાણ અર્પીને જય જય બોલો હિંદુસ્તાન.

હર હર હર મહાદેવ પુકારો અલ્લાહુ અકબર રહેમાન,
હિંદુ મોસલીમ એક થઇને જય જય બોલો હિંદુસ્તાન.

# ઉજ્જવલ ભવિષ્ય.

---

એક દિન એવો આવશે,
જ્યારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલાળશે;
એક દિન એવો આવશે;

કળિકાળમાં પણ વીર આર્યભૂમિમાં પાકશે;
નિજવીર્યથી ભૂમિ ભક્તિથી આ સૃષ્ટિને ધ્રુજાવશે. એક.

રામ અર્જુન ભીષ્મ જેવા કર્ણ સંગ પ્રતાપને;
હમિરાજ યોગીરાજ ગુર્જરરાજનેય ભુલાવશે. એક.

શિબિરાજ ભાગિરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે;
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને સિસરાવશે. એક.

પરબ્રહ્મનિષ્ટ વશિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને;
પ્રેમે નમી નિઃસ્વાર્થનેતા આર્યવર્ત ઉધારશે. એક.

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના;
નિર્ભયતણી મૂર્તિ બની સો સ્વાર્થને તુચ્છકારશે. એક.

આ દેહ કાચો કુંભ, આત્મા નિત્ય દિવ્ય પ્રકાશતાં;
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક.
આ દુઃખને ભુખના પડે પોકાર ચારે દેશથી;
ત્યાંથીય મંગળગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક.
મરૂદેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળફુલથી લચી સુંદરી સમ એકલી અહાં મ્હાલવે. એક.
અહિંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના;
પરદેશમાં જઈ રાજ્યના શુધ ધર્મને શિખડાવશે. એક.
પૂર્વે થયા નહોતા વળી સ્વપ્ને ન તર્ક્યા ર તે;
આ પૃથ્વીએ કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક.

# અમે હિંદી હિંદી હિંદી.

---

અમે ભરતભૂમિના પુત્રો અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો ઝગકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી કરશું હોકાર હમેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિ એ શી હા ઉછળે ઉર્મિ અશેષ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
ક્યાં હશે હિમાલય જેવો ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ,
ક્યાં મળે અલૌકિક એવા સહુ દેશ તણાં બહુ રંગ;
ક્યાં મુનિ ઋષિજન બેસી કરતા પ્રભુ પંથ ઉજેશ;
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ,
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા બળ દાખવવા અસીમ;
રે ભુલીએ તે શી રીતે અમે અંતરથી લવલેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
નથીરે જીવવું પર આશે છે પારકી આસ નિરાશ,
નથી કર ધરવો કો પાસે સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી અહીં દે અમને ઉપદેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
ધમ ધમ ધરણી ધ્રુજવશું અમ દેશ તણાં કરી ગાન,
જય જય ના નાદ કરાશું દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસે ઉર તેવી દેજો શક્તિ પરમેશ ?
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.

# જય ભારતી.

---

જય ભારતી જય ભારતી જય ભારતી જય ભારતી,
અમૃત ઝરણુ વરસાવનારી માત જય જય ભારતી- જય.

તુજ હ્રદય પટમાં રામ જેવા ધર્મધારક નર થયા,
વીર ભીષ્મ, અર્જુન, કર્ણ તારા નામને ગજવી ગયા;
સ્મરણાંજલી આપે ગીતા મહા કૃષ્ણુ પ્રભુજીની ઇહાં,
સાક્ષીભુતે ચાણકય મહામુનિ વ્યાસના વેદો રહ્યા,
ગુણુ ગાય હર્ષે શિવ જેના શિષ ગંગે ગાજતી- જય.

શીતલ ગિરિવર શૃંગપર ઋષિઓ સમાધિ સાધતા,
બળ બુદ્ધિના પ્રેરક સદા તુજ શક્તિને આરાધતા;
જે સત્યતા નીતિજ્ઞતા ધર્મીષ્ઠતાધારી હતા,
મહાદિવ્ય જેના રજકણો અદ્યાપિ હૃદયે સ્ફુરતા,
જ્ઞાની, મહાવિજ્ઞાનતા નર માતા સદા તું ધારતી.- જય.

પરમાર્થી વિક્રમના શુરા ઝણુકાર કાને આવતા,
સ્મશાનથી રણઘોષ શુરા આજપણુ સંભળાવતા;
નાનક, ગુરૂ ગોવિંદના સૂત્રો અલૌકિક લાગતા,
ઉર ઐકયના મહા મંત્ર જેથી આજ પલ પલ જાગતા,
તુજ શક્તિનાં સ્મરણો થતાં રસના રતવો ઉચ્ચારતી- જય.

બંધવ બન્યા ઇસ્લામી હિંદુ આજ તુજ શરણે રહી,
અકબરતણી પોષેલ વેલી આજ નવ પલ્લવ બની;
ઉર હિત કરવા પરસ્પરે શુભ ઉર્મિઓ ઉછળી રહી,
કૃતાર્થ કર તું કાર્ય જનની ઉરથી આશિષ દઇ,
જય દિવ્ય શક્તિ ધારિણી જયજગતમંગલ કારિણી- જય.

## કર્મ—યુગ !

આ ગયા હૈ કર્મયુગ, કુછ કર્મ કરના શીખ લો;
દેશપર અરુ જાતિ પર હંસ હંસ કે મરના શીખલો.
મારને કા નામ મત લો, પહેલે મરના શીખલો;
મીસ્વેની આયર્લેંડ દબકર, ફિર ઉભરના શીખલો.
પાર યદિ હોના તુમે, પરતંત્રતા દુઃખ સિંધુસે;
તેર કરતો રક્ત—સાગરસે, ઉતરના શીખલો.
ફિર જલા દોગે સકલ સંસાર કો ક્ષણ માત્રમેં;
દેશ દુઃખકી આગમેં પર પહેલે જલના શીખલો.
જેલયાત્રા કે લીયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ—જન્મસ્થાનમેં, નિર્ભય વિચરના શીખલો.
દેખના હૈ દૃશ્ય ભારત—વર્ષમેં યદિ સ્વર્ગકા;
દેશકા તો પ્રાનપનસે, દુઃખના શીખલો.

---

## અમારી પ્રતિજ્ઞા.

ભારત હમારા દેશ હૈ હિત ઉસકા નિશ્ચય ચાહેગેં,
ઉસકે હિતકે કારણે હમ કુછ ન કુછ કર જાયેંગેં.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમપર બડા;
ઉસકે મીટાનેકે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગેં.
ભારતકે દુઃખપદ અવનતિપર કયોં ન અશ્રુ બહાવેંગેં;
ઉનકે હટાનેકે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગેં.
ધર્મ વિદ્યા ઔર ધનસે ઉન્નતિ ભારતકી હોવે;
ઉસ ઉન્નતિકે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગેં.
સંસારકે ઉદ્ધાર હેતુ કૃષ્ણ જન્મે જેલમેં;
તો ફિર ભલા કયોં ડરેંગેં કુછ ન કુછ કર જાયેંગેં.
ચાહો કિતને કષ્ટ હમકો કયોં ન હો ઉસકે લિયે;
સબ સહેંગેં મર મીટેંગેં કુછ ન કુછ કરજાયેંગેં.

# ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

---

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિયાત;
ધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત! ૧

આજે લેશો શું તમ સાથે?
શૌર્ય વસે હૃદયે કે બાથે?–તેજ છતાં બુઠી તરવાર ?
ફેંકી ધા સહુ ખૂનીં શસ્ત્રો, સજ્જો હૃદયનાં નવ હથિયાર!
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨

હોય વિલંબ હવે શો ઠાલો ?
ધપના ધપતા આગળ ચાલો, અગ્ર રહી ઝુમવું છે આજ;
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૩

નથી રુધિર રેલવવાં કોનાં;
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુસંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરગંગ;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૪

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે કયાં?
આકાશે અંધાર વહે કયાં ? જ્યાં દિનકરનો થાય પ્રકાશ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૫

મરદાની મુજ ગુર્જર વીરા!
ધૈર્ય—ધુરંધર, શુર, અધીરા! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;

અંગ રુધિર ઉછળે નભ અડતાં; ભરો હૈરોને હર્ષ અમાપ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૬

ભૂત બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય!
નવ આશે નવ હાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૭

સુખી પડ્યા કે હઠ્યા પછાડી?
ધસો ધજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર;
ધર્મભાર શૂરો જ વહે એ—એક પડે ત્યાં ઉઠે તેર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૮

કોણ વિકટ પથ કહી ડરાવે?—
પર્વતપરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ!
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૯

આપણ ગુણગરવા ગુજરાતી!
કૃષ્ણધરા અદ્દ્ભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
હસ, શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં ગાજે હજુ ધીર;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૦

આવો નવરસના રઢિયાળા!
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેશરિયાશું રમતા બાળ!
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૧

તીર્થે તીર્થે શુચિતા સ્થાપી:
ગરવી સાભ્રમતી ને તાપી, ભરે નર્મદા નવ નવ નૂર;

ગુણી ગોમતી, સરસ્વતી ને દંમણુગંગાનું જળ શૂર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૨

છે અદ્ભુતતા એ કંઇ જૂદી!
પશ્ચિમસાગરનાં જળ કુદી ઉછળી ગગન કસે નિજ જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઉભી ઝીલે પડતું વ્યોમ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૩

એવાં ઓ ગુર્જર સંતાના!
હિંદુ પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ ?
ભુજશું ભુજ બીડીને આવો: એક જ પ્રેમ તણી છો વેલ !
ઓ ગુજરાત ! ઓ ગુરાત ! ૧૪

અહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેપ વિષે બનવું નવ ઘ્હીલા; દ્વેષ કદી નવ આપે જીત
અંતરરિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત
ઓ ગુજરાત! ઓ ગુજરાત ! ૧૫

દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હ્રદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધુંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૬

લોચનના પડદા ઘો ખોલી !
ભૂત બધાં ખાતાં ઉર ફાલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા ! થવું આપણે છે સ્વાધીન !
ઓ ગુજરાત! ઓ ગુજરાત ! ૧૭

રહેવું શુદ્ધ વચન-મન-કર્મે:
સાર એજ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ: ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૮

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઊઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જયકુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોરઃ
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૯

ઓ આ થાય બધે અજવાળાં !
ઉઘડયાં પુણ્ય પ્રભાત રસાળાં ! ઉતરયાં ભાગ્યભલેરાં દેશ !
રણશિંગાં ફુંકાય ફરી આઃ કર્મવીર ! હઠશો નવ લેશ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૦

સ્વપ્ન ફળે જુગ જૂનાં સાચેઃ
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભુલેલી દૃઢ બંધાશે ફરી વિશેક !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૧

કુંકુમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ !
પડખે અમ ઉભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ !
ઓ ગુજરાત ઓ ગુજરાત ! ૨૨

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીગ જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શૂરાને ગરવુંઃ કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૩

શ્વેત ધ્વજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભરી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનૂપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૪

અરદેશર ફરામજી ખબરદાર

# ખાદી ખાદી

પહેરો સહુ જન ખાદી ખાદી, એજ આપણી છે આબાદી. પહેરો.
સારા એતો સુદ્દ બનાવે, જાડી એવી કે બુદ્દ બનાવે,
શિરોમણી થઈ શિર દીપાવે, સુંદર ને સસ્તીને સાદી, પહેરો.
બેંકસાયરે લાય લગાવે, માંચેસ્ટરનાં માન મુકાવે,
અંગ્રેજોને પણ બીત્તરાવે પરદેશી કાપડની દાદી. પહેરો.
એ ખાદીને ઉત્પન્ન કરતો, તારોમાં સ્વરાજ્ય સંઘરતો,
રૂડો રેંટીઓ રાખો ફરતો, કરવા દેશતણી આબાદી. પહેરો.
ઈંગ્લિશ ડ્રેસોમાં બહુ મોહ્યા, સ્વમાનના સુવિચારો ખોયા,
તેથી દુઃખના દહાડા જોયા, હવે આપણી એજ અનાદી. પહેરો.
આજકાલ ફેશન છે એમાં, દેશતણું સહુ ધન છે એમાં,
ભુખ્યાનું ભોજન છે એમાં, સ્વરાજ્યની એમાં છે ગાદી. પહેરો.
રંક રાયને એક બનાવે, સ્વરાજ્યનો એ ટેક બતાવે,
ઈશ્વરનો વિવેક બતાવે અંતર નિત્ય ધરીએ યાદી. પહેરો.
મનહર દેશોદયને ભજી લ્યો, પરદેશી પોશાક તજી ઘો,
સુંદર ખાદી વસ્ત્ર સજીલો, અસહકારી કે સહકારવાદી. પહેરો.

# જો મરણ એ જીંદગીની

જો મરણ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા;
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહ શા?
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના;
અમર નરતો તે ખરા જે અમર કરતા વાસના.
મારા તમે પરમાત્મા, હું છું તમારો આત્મા;
પરમાત્મને શરણે જતાં કૃતકૃત્ય થાતો આત્મા.

## સ્વદેશીની ટેલ.

---

દેશી દેશી થાય છે, વિદેશી વહી જાય છે.
વિદેશીએ તો વાળ્યો દા, શેરીએ ચકલે હાટોહાટ.
સ્વદેશી અમૃતનો ઝરો, વિદેશી છે ભૂખનો મરો.
દેશી ચીજે લીલા લ્હેર, એ દેશીને કરજો ઘેર.
દેશીથી તો થાએ સુખ, વિદેશીએ વાધે છે દુઃખ.
દેશી વતે ધનના ઢગલા, પહેરવાને પુષ્કળ ડગલા.
ગૌમાતા તો થાશે સુખી, જેના દુઃખે દુનીઆ દુઃખી.
દેશી વસ્તુ જો સજશો, પરદુઃખ ભંજન આપે થશો.
લાખો જણ વિણ વસ્ત્રે ફરે, ભૂખના દુઃખથી તે તો મરે.
કોણે ઓઢયાં ને પાથર્યા, વિચાર એવા જેણે કર્યા.
ખલક સુખ તેણે ખારૂં ગણ્યું, દેશને ઢાંકવા કપડું વણ્યું.
અહિંસા ધર્મ સેવન જો થશે, પરતંત્રતા તો નાસી જશે.
કાયરતાનો વખત આ નથી, સ્વરાજ્ય તમે સ્થાપોને મથી.
મહાત્માનું જે વચન જ હોય, કદી નિષ્ફળ જવાનું ન હોય.
સ્વયં સેવકો ટેલે ફરો, દેશી ભાવના જાગૃત કરો.
અરજ એટલી ધ્યાને ધરો, ટેલીઆને ટેલથી મુક્તિ દો.

---

## એક ઝાડની ડાલ.

નથી જુદાઈ, અમે સહુ ભાઇ, એક માતનાં બાલ--અમે૦
હિંદુસ્થાન છે દેશ અમારો, ભારતી માત અમારી,
અર્પણ કરીએ તેને માટે જાન અમારી પ્યારી--અમે૦
હિંદુ મુસલમીન પારસી ખ્રીસ્તી એવી જાત અનેક;
જાત જુદી છો રહી અમારી પણ અંતર છે એક-અમે૦

# એજ દિવસ.

---

જગના સહુ દેશે ગાજે, પ્રભુ, તુજ આમંત્રણનોજ અવાજ,
ને તુજ પદતીર્થે આવીને રચે માનવી સ્વજન સ્વરાજ્ય.
એજ દિવસ આવ્યો છે આજ!
પણ ક્યાં છે હજી હિંદ સમાજ?
શું હજી રહે એ દીન દબાયલ? હતો અગ્ર તે પડે પછાત?
સ્વધર્મ ટેક ધરીને એને પ્રગત થવા દો સર્વે સાથ!
પ્રબલ પ્રભુ, તુજ જય સંદેશે જગાવ? સદૈવ જાગ્રત નાથ!
નિજ દુ:ખોને નવ ગણકારે તે જ જતા મૃત્યુત્રન પાર,
ભય સંભ્રમ સંકોચ પિંજરાં તોડી ઉભા શૂર સત્યાચાર્ય.
એજ દિવસ આવ્યો છે આજ!
પણ ક્યા છે હજી હિંદ સમાજ?
આળસ સંકોચે અચેતન બાહુ ધરત ક્ષણિક દિન રાત્ર;
હર્ષ હોત્ર જીવનપ્રાણ ચેતને જગાવ સદૈવ જાગ્રત નાથ!
નવીન યુગનો ઉગ્યો ઝળહળી પ્રભાતનો એ પ્રકટ રવીંદ્ર;
યાત્રાળુ આવેલાં જોને, પ્રભુ! તુજ મંદિરમહિં પવિત્ર.
એજ દિવસ આવ્યો છે આજ!
પણ ક્યાં છે હજી હિંદ સમાજ?
અવગણનામા ધૂલી ધૂસરપંગુને પ્રભુના પદથી ભ્રષ્ટ અનાથ!
શરમ વદી તુજ મનુમન્દિરે દે સ્થાપી સદૈવ જાગ્રત નાથ!
જગના ધોરી માર્ગે મેદિની, તુજ રથ ચક્રરવે:પડછન્દ;
ગાજે ગગન પન્થી જનના લલિત ગીતસુરે—સાનંદ.
એજ દિવસ આવ્યો છે આજ?
પણ ક્યાં છે હજી હિંદ સમાજ?
આશા નિર્બળ, હૃદય મૌન, જ્યાં બન્ધ જુગજર્જરિત ગૃહદ્વાર;

મૂક જ હિન્દ પ્રજાને કર વાચાલ તું, સદૈવ જાગ્રત નાથ.
મહા પ્રજાઓ હૃદય સ્નાયુની ગ્રંથિમાં દુર્જ બલ ધરનાર !
અભય જપે કંઇ કંઈ ઘુમે એ જીવનને સાર્થક કરનાર !
એજ દિવસ આવ્યો છે આજ ?
પણ ક્યાં છે હજી હિંદ સમાજ ?
એનાં આત્મ શંશય નિરાશા તોડી દે તું, પ્રભુ દયાળ ?
નિજ પડછાયાના ભૂત ભયથી બચાવ. સદૈવ જાગ્રત નાથ ?

---

## સાચના સિપાઈ.

સાચના સિપાઇ, અમે સાચના સિપાઇ; અમે સાચના સિપાઇ
સાચ અમારી તરવારોને સાચની બાંધી સવાઇ. અમે૦
સાચ અમારા લ્હડવઇઆ, તે લ્હડશે સાચ લ્હડાઈ. અમે૦
શુણો અમારા બ્યુગલ વાગે, સાચની હાક છવાઇ. અમે૦
જુઓ અમારી ધજા ફરહરે, સાચની લ્હેરો વાઇ. અમે૦
જામે સાચનું લશ્કર સઘળે, આવો તેમાં ભાઈ. અમે૦

---

## ખાદીની ટોપી.

મા મને ખાદીની ટોપી અપાવ ખાદીની ટોપી અપાવ-મા મને૦
ખાદીનું પહેરણ ખાદીની ધોતલી ખાદીની કંથા પહેરાવ-મા મને૦
ખાદીનું દફતર ખાદીના જોડા ખાદીથી સુંદર બનાવ-મા મને૦
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં સ્વદેશી ભણતર ભણાવ-મા મને૦
પ્રીતે પ્રભુજીના ભજનો ગાતાં રેંટીઓ રૂડો કંતાવ-મા મને૦
સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે ખાદીનો મહીમા હું ગવાવ-મા મને૦

# રાષ્ટ્રીય પ્રભુ પ્રાર્થના.

---

જય ગણ મન અધિ નાયક જય હે ભારત ભાગ્ય વિધાતા.
જય હે જય હે જય હે જય હે જય જય જય હે.
પંજાબ સિંધુ ગુજરાત મરઠા,
દ્રાવિડ ઉત્કલ બંગ,
વિંધ્ય હિમાચલ યમુના ગંગા,
ઉછળે જલધિ તરંગ.
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાયે તવ જય ગાથા. જન.
અહરહ તવ આવ્હાન પ્રચારિ;
સુણી તુજ ઉદાર વાણી
હિંદુ, બૌદ્ધ, શિખ, જૈન, પારસીક,
મુસલમાન, ક્રિસ્તાની.
પૂરવ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે,
પ્રેમ હાર હય ગાથા જન.

પતન અભ્યુદય બંધુર પંથા
યુગ યુગ ધાવિત પામી,
તુમિ ચિર સારથી તવ રથ ચક્રે.
મુખરિત પથ દિન રાત્રી,
દારૂણ વિપ્લવ માઝે, તવ શંખ ધ્વનિ વાજે,
સકટ દુ:ખ ત્રાત.. જન.
ઘોર તિમિર ઘન નિબિડ નિશીથે
પીડિત મૂર્છિત દેશે,
જાગ્રત છિલ તવ અવિચળ મંગલ
નત નયને અનિમેષે,

દુઃસ્વપ્ને આ તકે રક્ષા કરીલે અંકે,
સ્નેહમયી તુમિ માતા. જન.
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ
શુનિ તવ ઉદાર વાણી,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ
નવ જીવન રસ ઢાળે,
તવ કરૂણારૂણ રાગે નિદ્રિત ભારત જાગે.
નવ ચરણે નત માથા.

---

## અમે તો ભરતભૂમિના બાળ.

---

અમે તો ભરત ભૂમિના બાળ, અમોને કેવલ એપર વ્હાલ;
નિરંતર કેવલ એપર વ્હાલ;
સ્વર્ગ સમી પરભુમ સુંદર ભલે રસમાં રમનાર;
અમ અંતરમાં એને તેજે, પળભર નહિ ચમકાર;
અમે તો ભરત ભૂમિના બાળ.
રંક ભલે રહી માત અમારી, તદપિ તે અમ પ્રાણ;
હૈયા ગેલ સલૂણા દેતી; શીખવે ઉન્નત ગાન,
અમે તો ભરત ભૂમિના બાળ.
અવર ભૂમિની ભુરકીમાં નહી ભરત અમે ભૂલનાર.
પરમાતાના લાડ લુખેરા તે શું :ખ દળનાર.
અમે તો ભરત ભૂમિના બાળ.
વ્રતો અનેરાં અમે ઉજવશું ઝમતા સૂર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમે તો ભરત ભૂમિના. બાળ.

# મંત્ર વંદેમાતરમ.

---

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંદે માતરમ્,
મૃદુલ સુખકર દુખહારી મંત્ર વંદે માતરમ્;
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વંદે માતમૂમ્,
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વંદે માતરમ્.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વંદે માતરમ્,
મતિપ્રદાયક અતિસહાયક મંત્ર વંદે માતરમ્;
હરઘડી ઘરબાર હો હરનામ વંદે માતરમ્,
હરદમ હંમેશાં બોલીએ ગુરૂ મંત્ર વંદે માતરમ્.
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વંદે માતરમ્;
સોતે સમય ખાતે સમય કર ગાન વંદે માતરમ્;
આઠો પહોર દિલમેં રહે મૃદુતાન વંદે માતરમ્,
મુખસે હૃદયસે રાતદિન હો જાપ વંદે માતરમ્.
તેગમેં શિરભી કટે ભૂલો ન વંદે માતરમ્,
મ્હોતકી ઘડીઆં ગુંજાદો નાદ વંદે માતરમ્;
જેલમેં હો તો જપો શુભ નામ વંદે માતરમ્,
બેડીયાં ઝંકાર દે શુભ તાન વંદે માતરમ.
તીર ગોલી તોપકી હૈ આડ વંદે માતરમ્,
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વંદે માતરમ્;
વિશ્વ વિજયી શત્રુ વિજયી, મંત્ર વંદે માતરમ.

---

# શૌર્યનાં સ્મરણ.

## ( લાવણી )

સિંહતણા સંતાન, તમે હો! સિંહતણાં સંતાન!
દૂધ તમે જે ધાવ્યા તે તો હતું અમીરસપાન:
 અરે હો! શૌર્ય તણાં રસપાન,
 ખરે હો! કરે મગજ મસ્તાન;
 ભલા હો! ગાજો સિંહ સમાન!
  કરો વીર જયો જયો જી!— ધ્રુવ.
આર્યભૂમિના વીર! તમે હો! આર્યભૂમિના વીર!
નથી કાયરા કાય લજવતા, હતા બધા રણધીર:
 અરે હો! હતા સુભટ રણધીર;
 નસે હો! નથી નમાલું નીર,
 હવે હો! મૂકો કારે ગાર!
  કરો વીર! જયો જયો જી!— સિંહતણાં૦ ૧
ગડગડ ગાજે મેહ, ઉપર હો! ગડગડ ગાજે મેહ;
હૃદય કેસરીનું ચિરાતાં ઉછળી પાડે દેહ,-
 અરે હો! આભ ઉછાળે દેહ;
 કરે હો! કોણુ જ બીજું એહ?
 ભલા હો! એ જ ટેકની લેહ!
  કરો વીર! જયો જયો જી!— સિંહતણાં૦ ૨
નયન નયનમાં ઝાળ ભરે હે! વીર બનો વિકરાળ:
સિંહમૂછ પકડી શું જાશે! એ નચ હોય શિયાળ!
 અરે હો! સિહ ન હોય શિયાળ!
 હરે હો! પ્રાણુ બનો રિપુકાળ;
 ભલા હો! ભરો ગરજતા કાળ!
  કરો વીર! જયો જયો જી!— સિંહતણાં૦ ૩

પડે કારમી ચીસ ઢળે હો! ત્યાં કાયર દશવીશ;
વીર પડે તૂટી જ્યાં ત્યાં તો રહે ક્રિયે ધડ શીશ!
અરે હો! ઉડે હજારો શિશ!
ઠરે હો! રણુ ના કો હરગીસ,
ભલા હો! સાહ્ય કરે જગદીશ!
કરો વીર! જયો જયો જી!— સિંહતણું૦ ૪

છો ઘેટાં દશલાખ, ભલે હો! જો ઘેટાં દશલાખ!
વાઘ એક વકર્યો પકશે ત્યાં કોણુ પકડી દે શાખ?—
અરે હો! બચે ન દેવા શાખ,
મરે હો! રોળાતાં થઇ ખાખ:
ધયો હો! વીરતણો અભિલાખ!
કરો વીર જયો જયો જી!— સિંહતણું૦ ૫

હું જ કેશરી એક, વને હો! હું જ કેશરી એક:
એ અભિમાન અનેરૂં, વીરા! સંકટ હણે અનેક,—
અરે હો! આ ને હણે અનેક,
મરે હો! કે મારે એકેક!
ભલા હો! રાખો ભારતટેક!
કરો વીર! જયો જયો જી!— સિંહતણું૦ ૬

કરો જાન કુરબાન, બંધુ હો! કરો જાન કુરબાન!
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મત કાયાનું ભાન!
અરે હો! ના કાયાનું ભાન,
ધરે હો! જે ઉરમાં અભિમાન,
ભલા હો! એ જ શૂરનું તાન!
કરો વીર! જયો જયો જી!— સિંહતણું૦ ૭

જય શૂરા સામંત, લસો હો! શૂરા સામંત!
હિમતે મરદાં મદદ ખુદા દે: ચિંતા ન-ધરો ચંત!

અરે હો ! ચિંતા શાની ચંત,
ખરે હો ! તિમિર તણો છે અંત,
ધસો હો ! ગાતા ફાગ વસંત !
ફરો વીર! જયો જયો જી !— સિંહતણું૦ ૯

---

## ખાદીનો જીર્ણોદ્ધાર.

---

બજાવી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો;
જગાડયું હિંદ આખાને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
વિદેશી માલમાં મોહી, બન્યો તો દેશ દીવાનો;
અજબ એ બંસીને નાદે, બનાવ્યો ભક્ત ખાદીનો. ૨
વિદેશી રંગમાં મોહી, બધો આ દેશ ચુસાયો;
દયા એ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો. ૩
ખરી જે દેશની ઋદ્ધિ, ભૂલ્યાતા હિંદી સંતાનો;
જણાતાં ફાયદા એના કર્યો ઉદ્ધાર ખાદીનો. ૪
પનોતો ને ઘણો સોંઘો, ટકાઉને ઘણો સાદો;
અમારા દેશને સારૂ, ભલો પોષાક ખાદીનો. ૫
વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને;
હવે પસ્તાયલા હિંદે સ્વીકાર્યો વેશ ખાદીનો. ૬
થતો બરબાદ ના પૈસો, બધોએ દેશમાં રેતો;
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૭
ચુસાયો ત્યાં લગી ચુસ્યો, વિદેશે દેશ આ સારો;
બળે છે કાળજાં એનાં, થતાં આ વેશ ખાદીનો; ૮

વિદેશી મીલવાળાનાં જળે છે હાય! હા! હૈયાં;
લવે છે હા! ગઇ બાજી, હવે તો હિંદ ખાદીનો. ૯
ઘરોઘર રેંટીયા ચાલે, ઘરો ઘર નીપજે ખાદી;
હવે તો હિંદીના પ્રાણો, રટે છે બોલ ખાદીનો. ૧૦
લુટાવીને બધી દૌલત, ખરાબી દેશની કીધી;
બન્યા બેહાલ ત્યારે આ, ધર્યો પોષાક ખાદીનો. ૧૧
સચેત્યો હિંદ ખાદીએ, જગાડી ચેતનો સુતી;
હવે કંગાલ ભારતને, ખરે આધાર ખાદીનો. ૧૨
બનેલા અંધ ફેશનમાં, હવે કંઇ હિત સમજ્યા છે;
વિદેશીને સ્વદેશીનો હવે કંઇ ભેદ સમજ્યા છે. ૧૩
અને તેથીજ આજે જ્યાં, જુઓ ત્યાં દીસતી ખાદી;
કરે શાને ન થોડા વખ્તમાં આ દેશ આબાદી. ૧૪
હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પૂર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેશ ખાદીનો. ૧૫

## નવયુગને.

આવો, નવયુગ આવો આવો;
પ્રગતિશીલ બનેલા ભારતમાં નવ જ્યોત ઝગાવો. આવો૦

નિજ ગૌરવને ભૂલી ગએલાને નિજ ભાન કરાવો;
પુનિત છાંયે પતિત બનેલાનું ઉત્થાન કરવો. આવો૦

દ્વેષ–ક્લેશને વૈર વિરોધો ઉપજે ત્યાં જ શમાવો,
ભારતીય સંતાનો માંહિં કર્મવીરતા લાવો. આવો૦

સ્વાર્થ વૃત્તિના દેશ દ્રોહીઓને હિત પાઠ પઢાવો; આવો૦
પ્રેમ ભાવ પ્રકટાવી સહુમાં ઐક્ય સૂત્ર સમજાવો. આવો૦

# રેંટીયો.

(વ્હાલા વેગે આવો રે. એ રાહ.)

ધીરો ધીરો ચાલે રે, વ્હાલો મ્હને લાગેરે;
રૂડો મ્હારો રેંટીયોજી. ધીરો૦

એ રેંટીયાથી સ્વાશ્રયનો પળે મંત્ર,
એ રેંટીયાથી રહેલું બને ગૃહ તંત્ર,
રહેલોને વળી સોંઘોરે, નથી એ કંઇ મોંઘોરે,
રૂડો મ્હારો રેંટીયોજી ૧

(સાખી) રામ નામની સાધના સાથે થાય,
સુખેને સંતોષથી ઋષિ જીવન ગળાય.
હળવોને બહુ સાદો રે, મોહને ફરી લાધ્યોરે;
રૂડો મ્હારો રેંટીયોજી. ૨

(સાખી) એક દિવસ અહિંઆ હતાં પુરાં એનાં માન,
વિસરતાં આ હાલને આવ્યો હિંદુસ્થાન.
એથી તો સહુ ચાહેરે, પ્રીતથી સહુ સાહેરે,
રૂડો મ્હારો રેંટીયોજી. ૩

(સાખી) નિર્ધનીયા આ દેશનો કરવા પુનરૂદ્ધાર,
જાગ્યો જ્યાં જ્યાં રેંટીયો ઉજળાવ્યાં ઘરબાર.
દુઃખો એ બધા ચૂરેરે, આશાઓ બધી પૂરે રે;
રૂડો મ્હારો રેંટીયોજી. ૪

(સાખી) જાગેલા આ દેશનું એ છે પ્રગતિ દ્વાર,
એતારો સહુ સાધના મોહન કહે સધાય;
અર્જુનના બાણ જેવારે, સાધક વીર કેવો રે,
રૂડો મ્હારો રેંટીયોજી. ૫

# ગુજરાત માત ચરણે,

ફૂલ પાંખડી ધરાવો ગુજરાત માત ચરણે,
પંચામૃત ઢળાવો ગુજરાત માત ચરણે;
ધૂપ દીપ ચંદનાદિ પૂજાર્થ સિદ્ધિ સાધી,
ધૂન યોગ પુન્ય આદી ગુજરાત માત ચરણે.
આદર્શ આસવાદી યશ, કીર્તનો અનાદિ,
પાવન ધરો પ્રસાદી ગુજરાત માત ચરણે.
શીરપર વિશુદ્ધ કીર્તિ, હૃદયે સ્વદેશ પ્રીતિ;
ધરશું ત્રિકાળ જીતી ગુજરાત માત ચરણે.
ચિત્ત સત્ય તત્વ ચાહી બની સાચના સિપાહ,
ધરશું વિજય પતાકા ગુજરાત માત ચરણે.
નિશા ફીટી નમેરી ઉષા ખીલી અનેરી,
આશા પ્રભાતે ફિરની ગુજરાત માત ચરણે.

# વીર હિન્દીઓને સંદેશો.

રણ મેદાને ચડયા તો મરવું કે ઇચ્છિત કરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા પગલું પાછળ નવ ભરવું.
સુકાની સંભારજે નૌકા, તરંગો ઉછાળશે નૌકા.
ખડકમાં પછાડશે નૌકા, સમુદ્રો ડુબાડશે નૌકા.
ખાવાનું નથી કામ વિકટ છે રણ સાગર તરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા ? પગલું પાછળ નવ ભરવું.
ઉખડશે તે જડની સાથે લટકશે તે થડની સાથે;
બાડવું છે ભડની સાથે, કામ અહીં છે ધડની સાથે,
માથું હાથમાં લઇને લડવું જીતવું કે મરવું,
એ વીર પ્રતિજ્ઞા શૂરા ! પગલું પાછળ નવ ભરવું.

# ગુજરાતનું રાષ્ટ્રીય ગીત.

વ્હાલું વતન ગુજરાત, અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત;
સ્વર્ગ ભૂમિ સાક્ષાત અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત.
પારનેર ને પાવાગઢ સમ પ્હાડો જ્યાં રળિયાત;
પુણ્ય પ્રભાવે નદા નર્મદા તાપી વહે દીન રાત. અમારૂં
કરણરાજને સિદ્ધ રાજ એ ગુજરાતના નાથ
નિજ પરા જ્યોતિ થકી કીધું ઉજયાળુ ગુજરાત. અમારૂં
નરસિંહ, મીરાં, કૃષ્ણ, સુદામા, અશોક, પ્રભુ અવતાર,
પુણ્ય પગલીએ પાવન કીધી દિવ્ય ભૂમી ગુજરાત. અમારૂં
સાક્ષર ભૂમિ રાજનગર ત્યમ સુરત અને નડિઆદ;
નર્મદ બાલ કલાપી ગોવર્ધન દલપત પ્રખ્યાત. અમારૂં
ભારતીય સામ્રાજ્યતણો એ બાહુ અડગ વિખ્યાત;
અન્ય પ્રાન્ત બંધુઓ સાથે વિહરશે ગુજરાત. અમારૂં.

## એ કોણ.

એ કોણ છે જે જાગ્યો ? જેણે સહુને જગાડયાં.
એ કોણ છે જે છુટો ? જેણે સહુને છોડાવ્યાં.
જે તરી શકે ને તારે,
જે જીવી શકે ને જીવાડે,
એ કોણ છે જે એવો ? જેણે સહુને જીવાડયાં.
જે હસી શકે ને હસાવે,
જે નમી શકે ને નમાવે,
એ કોણ છે જે એવો ? જેણે સહુને નમાવ્યાં ?.

જે સાધી શકે ને સધાવે,
જે જીતી શકે ને જીતાડે,
એ કોણ છે જે એવો ? જેણે સહુને જીતાડયાં.
એ કોણ છે જે જાગ્યો ? જેણે સહુને જગાડયાં.

---

## સ્વતંત્રતાનું સ્વર્ગ.

અહા ? જ્યાં અભય મર્યાં મન ખીલે,
અને જ્યા ઉર્ધ્વ જ્યોત શિર ઝીલે,
અહા ! જ્યાં જન કુટુંબ વિહરે,
અને જ્યાં સત્ય મોતી મુખસરે;
પિતા એ સ્વતંત્રાને સ્વર્ગ,
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !
અહા ! જ્યાં પુણ્યોદય સહુ પુરે,
અને જ્યાં વિવેક સર નિઝરે,
અહા ! જ્યાં મન તુમય વિચરે,
વિચારો વિશાળ વર્તન ધરે,
પિતા એ સ્વતંત્રાને સ્વર્ગ,
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ ?

---

## મારો રેંટીઓ.

ધીમો ધીમો ચાલે રે મીઠો મીઠો ગાજેરે;
રૂડો મારો રેંટીઓ હોજી.
એ રેંટીઆમાં નીકળે દેશોદયના તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર,

ધીમો ધીમો ચાલેરે મીઠો મીઠો ગાજેરે.
રૂડો મારો રેંટીઓ હોજી
ત્રાક રૂડી પંખા રૂડા ઉજ્જવળ તેમાં નાથ,
ઉજ્જવળ પુણી આપતી ઉજ્જવળ મારા હાથ,
દુઃખો સહુ હરતોરે અભયપણે ફરતોરે.
રૂડો મારો રેંટીયો હોજી.
ધીમો ધીમો ચાલેરે મીઠો મીઠો ગાજેરે,
રૂડો મારો રેંટીયો હોજી.

## ભારતનાં સંતાન.

ભારતનાં સંતાન અમે તો ભારતનાં સંતાન,
છે ભારતનો દેહ અમારો (૨)
ભારતના આ પ્રાણ–અમે તો.
પ્રબલ પરાક્રમ દાખવી રચશું (૨)
સદા લોક કલ્યાણ–અમે તો.
માનવ સુખના સૌ રિપુઓને (૨)
દળશું કરી ઘમસાણ–અમે તો.
અધમ ગુલામીને દૂર કરવા (૨)
અર્પણ કરશું પ્રાણ–અમે તો.
આત્મબળ છે ભારત યશ દેવાજ (૨)
અમ સૌનું સન્માન–અમે તો.
હે ભારત મૈયા! કરવા તુજ (૨)
જગમાં ઉચ્ચું સ્થાન–અમે તો

# પ્હેરો ખાદી.

( કોમીક )

પ્હેરો ખાદી, હાથે વણેલી ખાદી,
હ્યોને ખાદી, હાથે વણેલી ખાદી,
ચાયના કૅાડ કટાઇ ગયો ને મશરૂને થઇ બાદી;
મેંચેસ્ટરમાં આગ લાગી ગઇ નીપજતા આ ખાદી.
પ્હેરો ખાદી—હાથે૦ ૧

ખાદીના તો ખમીશ બનાવો, ખાદીની તો સાડી,
ફેશનમાં ના ઘર લૂંટાવો સોંઘી છે આ ખાદી.
પ્હેરો ખાદી—હાથે૦ ૨

ટકવામાં એ સહુથી ચઢતી દુનિયા કેરી દાદી;
બખ્તર છે એ હિંદ વીરોનું રૂપાળું શું ખાદી?
પ્હેરો ખાદી—હાથે૦ ૩

ટાણે ટચકે સારે નરસે સઘળે પ્હેરો ખાદી;
ખાદીને ના ભૂલો ક્યારે જો ચાહો આબાદી.
પ્હેરો ખાદી—હાથે૦ ૪

ઘર ઘરથી ખુણે ખચકેથી ફેશન સઘળી લાધી;
કાંડી મૂકીને ખાદી દેવીએ ખરે બપોરે કાઢી.
પ્હેરો ખાદી—હાથે૦ ૫

આજ પ્હેરો કે કાલ પ્હેરો પણ પ્હેરવી પડશે ખાદી,
ગમતી હો કે ના ગમતી હો જ્યાં થઇ એની ગાદી.
પ્હેરો ખાદી—હાથે૦ ૬

છુપી ગઈતી આજ સુધી ક્યાં મ્હારી માડી ખાદી;
મ્હારા બાપા મોહનજીએ કેવી પકડી કાઢી.
પ્હેરો ખાદી-હાથે૦ ૭

સારી, સોંઘી, સ્હેલી, રૂડી, મનગમતી ને સાદી;
ગુણ તો એના ગાઈ શકે ના જો ચાહે બ્રહ્માજી.
પ્હેરો ખાદી-હાથે૦ ૮

પ્હેરો ખાદી હાથે વણેલી ખાદી;
સ્હેને ખાદી હાથે વણેલી ખાદી,

---

## નગુણા માલીકને !

---

[ ૧ ]

બની સ્વામિત્વમાં અંધા, ન ચાલો ચાલ એ માલીક!
કદર કાંઇ કાર્યની રાખી, રહોને રહેમથી માલીક!

[ ૨ ]

અમારા માનવાથી તો તમે કહેવાવ છો માલીક!
અમારાં દીલ દુભાવી, તમે કોના થશો માલીક!

[ ૩ ]

અમોને ચાહશો તો તો અમારે સાચા તમે માલીક!
અમોને બાળશો તો તો અમારા ના તમે માલીક!

[ ૪ ]

અમારે કાજ ખોદો છો તમે ખાડો, બની માલીક!
અમોને પાડીને એમાં તમો શું પામશો માલીક!

[ ૫ ]

બનીને મત્ત સ્વાભિમાનમાં ના ના રહો માલીક!
નમે ના દોર કોઇનો સદાએ એક' શો માલીક!

[ ૬ ]

ર્યાં છે દિલ જુદાં શું કમાવાને તમે માલીક!
રહેશો નામના માલીક ન સાચા દિલના માલીક!

[ ૭ ]

અમારાં ખુન શું શોષો દઇ સંકટ તમે માલીક!
કરી ચૈતન્ય—હિણા હાડને શું પામશો માલીક!

[ ૮ ]

સહાતુ ના હવે રેરે ?? વધુ ના તાપશો માલીક
અમો ચુસાયલા છીયે, વધુ ના ચુશશો માલીક!

[ ૯ ]

નહિં જો દાદ સાંભળશો, દુઃખીની ઓ! તમે માલીક!
અમારી વ્હારમાં કરશું, અમે દુનિયા તણો માલીક!

---

## સ્વતંત્રતાનું સંગીત.

---

( દીનનો દયાળ છોડી કોને શરણ જાઉં—એ રાહ )

સમીપ આવતા પ્રભાતનું શું ગાન ગાઉં,
ગાં હું જ્વલન્ત દેશભક્તિ-ગીત ગાઉં—
સૂર્ય ઉદય થાય-જુલમગાર હૃદય ધ્રુજે,
માતૃભૂમિ-મુક્તિ, પુનર્જીવન સમીપ સૂઝે—સમીપ૦

ઉદય કાલને સ્વતંત્રતા નિકટ નિહાળું,
મંગલ એ સમય ગાઇને કૃતાર્થ થાઉં—સમીપ૦

અધમ જૉુલમ છેદવાને ધીર વીર ઘૂમે,
છોડે નહિ યુદ્ધગીત ગાઉં હું ઉમંગે-સમીપ૦

દેશભક્ત મૃત્યુ વિજયોઁ યુદ્ધમાંહિ થાયે,
જ્યોતિ ઝંઇ સ્વતંત્રતાની દેશને ઉજાળે—સમીપ૦

ગાઉં દેશભક્ત મધુર ચરણગીત ગાઉં,
ગાઇ મીઠું હૃદયગાન, કૃત કૃત્ય થાઉં—સમીપ૦

---

## ખાકે હિન્દ.

---

૧

અયિ! હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌન્દર્યતેજ રાજે:
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતિ ઉતારે!
હિમાદ્રિ કેશ તારા કિરણો થકી સમારે,

૨

સંસ્કૃતિ-પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચોન અજબ પ્રસારે:
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ સ્હાઇ, દોરે ભૂલ્યાને દ્વારે:

ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દ આંગણુ રેલી ઉષા યુવાની.

૩

પુરાણુ દેવભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે[1] નિજ અહિં દેહને પ્રજાળી:
પોષી પ્રજાત્વ પ્રીતે કૈં અકબરે ઉજાળી,
સિંચી રૂધિરે રાણે[2] સરવાડી આ રસાળી:
આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમૂલી મતા છે.

૪

ખંડેર જીર્ણ એ કૈં શૂરકીર્તિ હજી કવે છે,
જેનાં અમારી રગ રગ ઉન્હાં રૂધિર વહે છે:
દેવો ચઢી વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે,
એ કીર્તિ ઘોષ હજીયે અમ કાનમાં રવે છે,
કશ્મિર શું ન દાખે કંઇ સ્વર્ગ રંગ હજીયે !
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે ?

૫

માધુર્ય ને મૃદુતા એનાંએ ફુલ ફળોમાં,
કરતા કલા કલાપી આજેય જંગલોમાં:

---

૧ મોગલ સમયનો એક પ્રખ્યાત ફારસી કવિ. એણે હિન્દના કુદરત સૌન્દર્યથી લોભાઇ પોતાની જન્મભૂમિ ઇરાનને તજી હિન્દમાં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું.

૨ પ્રતાપ રાણો.

ઘન વીજના કડાકા એના એ વાદળોમાં
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં:
એની એ સંસ્કૃતિ કે દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને!

૬

વરસોથી વામ વિધિ: પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભૂંસાઇ જે જે સ્મૃતિ અમારી:
પરી થઈ હજી જરી નહિ ઘન નિન્દ જે અમારી,
શબ સમ કંપન વિનાની ભૂમિ હિન્દ જે અમારી.
જેના ખૂબી ખજાના ઉલટા વહી રહ્યા છે.
કમભાગ્ય વારસો કે ગાફેલ સૂહી રહ્યા છે.

૭

વિભૂ! દેશપ્રેમ જ્યોતિ, હદ થઇ, હવે જગાવો,
ભૂલ્યા: બધિર કાનોમાં મંત્ર કંઇ સુણાવો:
ચેતન વિહિન ખોખાં: ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મ રાશિમાંથી ચીણગારી કંઇ ઉડાવો:
વ્હાલું વતન સમાયે, નયનોમાં તાર થઇને,
શિરમાં ખુમારી થઇને, દિલમાં કરાર થઈને.

૮

ફૂલબાગ શોખીનોને ફૂલથી લગન મુબારક?
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક!
બુલ બુલને ગુલ મુબારક ગુલને ચમન મુબારક!
બેલી વિનાના અમને વ્હાલું વતન મુબારક!
નન્દનવને આ ખીલશે અમ ઉર પ્રફુલ્લ કળીશું!
જે જનની અંક ઝુલ્યા તે અંકમાં ઢળીશું!

૯

ભોજન ભુખ્યાને: અમને વ્હાલાં નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનમાં:
જળહળ ઝગે છે જ્યોતિ રગરગ એ પ્રેમ અગનમાં,
વ્હાલા કુસુમ સમ છે કાંટા યે આ ચમનમાં:
છે ચર્ણ ધુલિ જેની અમ ભસ્મ લેપ તનને,
મરીને અરે! ચહીશું પ્યારા વતન-કફનને.

---

## રેંટીયો.

---

ભજન:

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.
જેના ગુંજનમાં રામચંદ્ર કેરાં નામ:
જીવન કેરી શકિતરે, જન્મભૂમિની ભકિતરે;
એતો એકજ રેટીયો હોજી.
શ્રદ્ધાને એકાગ્રતા, સંયમશકિત વિશેષ;
ધૈર્ય ચિવટને શાન્તિના, આપે જે ગુણએશ.
જડને ચેતન કરતોરે.
વહાલો મારો રેંટીઓ હોજી—સ્વતંત્રતાની૦
પરદેશી પરતંત્રતા, તોડે પળની માંહિ;

દે આર્થિક સ્વતંત્રતા શીળી સુખની છાંય.
નિર્ધનીયાનો બેલીરે;
એતો એકજ રેંટીઓ હોજી—સ્વતંત્રતા૦

સુતર કેરે તાંતણે, સહજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.
રૂપાળો રઢીયાળોરે;
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુદર્શન ચક્કર સમું, સર્વ શક્તિનું પુર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.
એવો પ્રૌઢ પ્રતાપીરે,
વહાલો મારો રેંટીઓ હોજી—સ્વતંત્રતાની૦

સ્ત્રીજન કેરા શિયળની, રક્ષાનો કરનાર;
યોદ્ધાને અવકાશમાં, છે શાન્તિ દેનાર;
એવો અમાપ ગુણિયલરે.
એતો એકજ રેંટીઓ હોજી
સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.



# અમેરિકાનું રાષ્ટ્રગીત.

---

ઓ મારા પ્રિય દેશ મહાન !
સ્વતંત્રતા કેરા શુભસ્થાન !

પિતૃજનોનું શાન્તિ સદન તું !
યાત્રિ જનોનું ગૌરવ ધન તું !

ગાઉં જવ મા તારૂં ગીત,
વન વનથી ધ્વનિ ઉઠી પુનિતઃ
ગુંજે સ્વતંત્રતાના તાન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

ગૃહ, મન્દિર, ગિરિ વન સહુ તારાં !
છે મુજ મનને અતિશય પ્યારાં,

અતિ મધુર છે તારૂં નામ,
પ્રેમાકુલ કરે હૃદ ધામઃ
છે મુજને તારૂં અભિમાન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

સ્વતંત્રતાના સુર રસાળા,
વહે વાયુ મંડળમાં તારા;

સહુ કંઠથી નીકળે રાગ,
ગુંજી ઉઠે સહસા ગિરિરાજઃ

ઉચ્ચ સ્વરે લઇને તાન;
ઓ મારા પ્રિય દેશ મહાન!

પરમ પિતા, સ્વાતંત્ર્ય વિધાતા;
નૃપાધિ રાજા, હે સુખદાતા!

મેળવી તુજથી બળ વિશ્વેશ,
જુગ જુગ જીવો અમારો દેશ;
પામો સુખ શાન્તિ સન્માન
ઓ મારા પ્રિય દેશ મહાન!*

---

## આમંત્રણ!

---

( ઓધા! શિયાનેરે.-એ ઢાળ. )

હ્રદય હ્રદયેરે, હ્રદય હ્રદયે ધરી સ્વદેશ વ્હાલ;
આવા ધડીક ગાન યશનાં સહુ આવજોરે લોલ!
ભવન ભવનેરે, ભવન ભવને, ફાલ્યો સ્વરાજ્ય ફાલ;
રૂડા ફાલની પ્રસાદી જરીક લાવજોરે લોલ.

જે ભૂમિના તત્વથી, પોષાયા સહુ પ્રાણ:
જે ભૂમિના સત્વથી, પામ્યાં નવલાં જ્ઞાન.

વાવી સ્વમાનની વાડીઓ, હો સખિ શાણી!
ગુંજે સ્વતંત્રતાના નાદ, હો આવજો સખિ શાણી!

---

*હિંદીને આધારે.

પ્રાણ પ્રાણેરે, પ્રાણ પ્રાણે, ભરી સ્વદેશ ભાવ;
સહુ માતૃગાન ગાવા ઘડીક આવજોરે લોલ.

જે ભૂમિના વસ્ત્રથી, ઢંકાયે અમ અંગ:
જેના ઉપકારો અતુલ અમપર થયા નિશંક.

કરવા ઉદ્ધાર એ ભૂમિનો, હો સાહેલી!
રચો ઘરઘર સ્વરાજ્યનો યજ્ઞ, હો શાણી સાહેલી!

ખંતે ખંતેરે, ખંતે ખંતે, ભરી ઝોળી રસાળ:
અમોલ યજ્ઞની પ્રસાદી અઘે વ્હેંચજોરે લોલ.

ધર્મ, નિતિ ને ન્યાયની, આપી જગને શીખ,
તે ભૂમિનાં બાળકો યાચે તેની ભીખ.

એ સ્થિતિ ઉલટાવવા, હો સખિ શાણી!
લેવાને પ્રતિજ્ઞા આજ, હો આવજો સખિ શાણી.

મળી સંઘેરે, મળી સંઘે, અખિલ હિંદ બાળ:
ગાવા ઘડિક ગાન યશનાં સહુ આવજોરે લોલ:
લેવા સ્વાતંત્ર્ય લ્હાવ ઘડિક આવજોરે લોલ.

---

## અમારી ફર્જને માટે.

---

### કવાલી.

ડરીશું નહિ અમે કોથી, અમારી ફર્જને માટે;
ઝુરીશું બસ અમે સૌએ, અમારી ફર્જને માટે.
નથી જીવન તણી આશા, નથી મરવા થકી ડરતા;
અડગ અવ હામ બીડી છે, અમારી ફર્જને માટે.

નથી ધન માલની વાંચ્છા, નથી દરકાર દુનિઆની;
સગાંના સ્નેહને ભૂલશું, અમારી ફર્જને માટે.
અમારાં જ્ઞાન છે શુચિ, અમારાં કર્મ શુદ્ધજ છે;
ઉરે પણ ધ્યાન ન્યારૂં છે, અમારી ફર્જને માટે.
ભલે દુનિયા હસે અમને, નથી પરવા અમોને તે;
નથી ઐશ્વર્યની ઇચ્છા, અમારી ફર્જને માટે.
સહીશું ટાઢ ને તડકા, સહીશું સુખને દુઃખો;
છતાં એ જાપ તો જપશું, અમારી ફર્જને માટે.
ફરીશું જંગલે જંગલ, રખડશું રાન વેરાને
પરંતુ ધ્યાન નહિં છૂટે, અમારી ફર્જને માટે.
નીજાનંદે સદા ફરીશું; નિજાનંદે સદા ઠરીશું;
છતાં નીત્યે ખડા રહીશું. અમારા કર્મને માટે.

---

## હિન્દ પુત્રોને સમ્બોધન!

---

### હરિગીત.

સંતાન ભારતવર્ષના, બેઠા તમે કાં સુસ્ત થઇ?
કો દેવ કેરી સ્હાયપર, શું આશ અવલમ્બી રહી?
એ આશ મૂકો બન્ધુઓ, સત્વર ઉઠો કામે વળો,
જનસંઘના યત્નો વિના, કો દેશ ઉન્નત શું થયો?
ખાલી ખિતાબો, દ્રવ્ય ને શિક્ષણ અતિશય મેળવ્યું,
ને વ્યર્થ વ્યાપારો કર્યા, તેથા કહો ને શું વળ્યું?

સાચું સ્વરાજ્ય લીધા વિના, એ સર્વ કોડિ કામનાં;
ના દેશ કદિ ઉન્નત થશે, જનસંઘના યત્નો વિના.
આળસ ત્યજી ઓ હિન્દપુત્રો! યત્ન આદરશો તમે,
કે બળ નથી આ જગતમાં, અટકાવવા એવે સમે;
પ્રાચી દિશામાં દેશના ઉદય તણી ઉષા જુઓ,
હિન્દુ મુસલ્માં, પારસી, બની એક યત્નો આદરો[1].

---

# ભારતની આરતી.

---

જય જય માતૃભૂમિ. મા જય જય માતૃભૂમિ!
ગુણતારા નિત્ય ગાઈ (૨), નમીએ ચરણ ચુમી
જય જય માતૃભૂમિ! ટેક
બળબુદ્ધિમાં સહુમાં શિરછત્રે રાજે.—જય માતૃભૂમિ!
ભાલપ્રદેશે તારા (૨), શીખ પ્રજા છાજે,
ક્ષમી વીરનો વાસ વિશાળ ઉર ક્ષેત્રે, મા વિશાળ૦
સદૈવ તારા કાજે (૨) પડતા રણ ક્ષેત્રે-જય જય માતૃભૂમિ!
તુજ કેશાવલીરૂપ, હિમગીરી સોભે, મા હિમગીરી૦
વિશ્વ અતિવખણાઈ (૨) જગનાં મન લોભે-જય જય માતૃભૂમિ!
એલડીએ તુજ માત સિંધ બંગ તપતાં, મા સિંધ૦
સાહિત્યે વિજ્ઞાને (૨) સહુ પડેલાં ધપતાં—જય જય માત૦

---

૧ કૉન્ગ્રેસના પિતા સ્વ ઍલન ઓ. હ્યુમનું કાવ્ય વાંચ્યા પછી.

કચ્છ સુરાષ્ટ્ર ગુજરાત સત્ત્વ રૂપ તારાં મા સત્ત્વ૦
ઉદ્યોગે વ્યાપારે (૨) સૌંદર્યે સારાં-જય જય માતૃભૂમિ!

મહારાષ્ટ્રને મદ્રાસ દૃઢ ઉદય ગામી, મા દૃઢ૦
પ્રબળ શ્રેષ્ઠ બુદ્ધિ યુત (૨) સ્થંભ જોડે જામી-જય જય માતૃભૂમિ!

હૈયે હારસ્વરૂપ ગંગા ને યમુના, મા ગંગા૦
કટિ આભૂષણ જેવા (૨) આબુ વિંધ્ય ભલા-જય જય માતૃભૂમિ!

અમાપ અર્ણવનીર તુજ ચરણો ધોતાં, મા તુજ૦
શુભ શિરછત્રસ્વરૂપે (૨) ગિરિરાજો રહેતા-જય જય માતૃભૂમિ

સુજલા સુફલા માત સુધર્મની ધાત્રી, મા સુધર્મની૦
હજીએ તું એની એ (૨) જગને છે ખાત્રી-જય જય માતૃભૂમિ!

ગ્રહી પ્રતિજ્ઞા આજ તુજ મુક્તિ માટે, મા તુજ૦
સ્વરાજ્ય યુદ્ધે ચડશું (૨) સહુ શિરને સાટે-જય જય માતૃભૂમિ!



ગુજરાતમાં નવજીવન પ્રેરનારૂં

# નવયુગ-સાહિત્ય.

---

| | | |
|---|---|---|
| ૧. | યુગાવતાર ગાંધિ. ( સચિત્ર ) મુ.- ... ... | રૂ.-૧) |
| ૨. | ખીલાફત સમસ્યા ... ... ... ... | રૂ.-૦॥ |
| ૩. | રાષ્ટ્રીય ગીતાંજલિ ( સચિત્ર ) ... ... ... | રૂ.-૦। |
| ૪. | હિંદનું રાજ્યતંત્ર ... ... ... ... | રૂ.-૦)~ |
| ૫. | સી. આર. દાસનું જીવન ( સચિત્ર ) ... ... | રૂ.-૦। |
| ૬ | મહમ્મદઅલિનું જીવન ( સચિત્ર ) ... ... | રૂ.-૦। |
| ૭. | મહાત્મા ગાંધિની દિવ્યવાણી ... ... ... | રૂ.-૦)~ |
| ૮. | સી. આર. દાસનાં ભાષણો ... ... ... | રૂ. ૦॥। |

ઉપરનાં પુસ્તકો ખાસ કોંગ્રેસ પ્રસંગે બહાર પડેલાં છે.

## તૈયાર થાય છે:—

સચિત્ર વણકર વિદ્યા. મહાત્માગાંધિના ભાષણો, લેનિનનું જીવન-ચરિત્ર વિગેરે.

જથ્થાબંધ લેનારને ભરપુર કમિશન અપાય છે.

લખો અથવા મળો:—

**મેનેજર, સરસ્વતી ભવન.**

મદનગોપાળની હવેલી—અમદાવાદ.

**નવા વર્ષથી નવા સ્વરૂપમાં બહાર પડે છે.**

નૂતન ગુજરાતના ઘરે ઘરે દર મહિને નવીન સંદેશ પહોંચાડતું, દરેક કોમોમાં એક સરખું પ્રિય થઈ પડેલું, કોઇપણ ધર્મ કે સમાજના પક્ષ વિનાનું સારૂં, સસ્તું અને સુંદર સર્વોત્તમ સચિત્ર માસિકપત્ર.

# આલોક.

નું બીજું વર્ષ ચાલે છે. ઑર્ડરોની એટલી ધમાલ છે કે અમારે પહેલો અંક બીજીવાર છાપવાની તૈયારી કરવી પડી છે, દર મહિને ૬૪ પૃષ્ઠનું ઉત્તમ વાંચન અને ઉત્તમ ચિત્રકારોના સંખ્યાબંધ વિવિધરંગી ચિત્રો ઉપરાંત ગમ્મત સાથે બોધ આપતા કાર્ટુન્સો, આર્ટપેપરનું દરમહીને નવી ડીઝાઇનનું પચરંગી કવર આ બધાથી આલોક થોડા સમયમાંજ સર્વ જનપ્રિય થઇ પડયું છે.

ચાલુ વાર્તા—વિશમી સદીમાં જે શિષ્ટ લેખકની શિશ મહેલ વિગેરે વાર્તાઓ હર્ષભેર વંચાતી હતી તેજ લેખક શ્રીમાન્ હરિસાધન મુખોપાધ્યાયની ‘ રૂપ કે બલા ’ નામની રસિક વાર્તા હમણાંજ ચાલુ થઇ છે.

આ માસિકમાં અસાર લખાણને સ્થાન હોતું નથી. ગુજરાતના ઉત્તમ વિદ્વાનોની કલમથી લખાતા ધર્મ, સમાજ, નિતિ, ઇતિહાસ, વિજ્ઞાન, કળા અને સાહિત્યના નવયુગના કર્મક્ષેત્રોને ઉપદેશતા લેખો તેમજ કાવ્યો, ટુંકી વાર્તાઓ તથા ચાલુ વાર્તાઓ અને તેને લગતાં ઉત્તમ ચિત્રો આવે છે. જો તમો ગ્રાહક ન થયા હો તો આજેજ ઑર્ડર આપો. લવાજમ વાર્ષિક રૂ.–૬) અને ૬ માસના ત્રણ, લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયો માટે માત્ર રૂ.–૫ લવાજમ રાખવામાં આવ્યું છે. નમૂના માટે બાર આનાના સ્ટાંપ મોકલો.

લખોઃ—‘ આલોક–ઓફીસ ’

સરસ્વતીભવન–અમદાવાદ,